# હાનિકારક રિવાજો.

પુસ્તક વાંચો ભાવથી, સમજીને સારગ્રહો ભારતતનુજો.
સદ્વર્તન સુતા સુતને, શીખવજો હે ભારતી આત્મજો;
ગચ્છભેદ ખંડન કરી, હૈયે ધરી હર્ષને,
નાબુદ કરો હે સજ્જનો, " હાનિકારક રિવાજને. "

પ્રકાશક-
ગુલાબચંદ છગનલાલ શાહ.
મુ.-રામપુરા સ્ટે.-ભંકોડા

ॐ

॥ श्रीशान्तिनाथाय नमः ॥

# હાનિકારક રિવાજો

છપાવી પ્રસિદ્ધ કરનાર

શાહ ગફુલભાઇ છગનલાલ

મુ, રામપુરા. સ્ટેશન ભકોડા.

પુસ્તક વાચો ભાવથી, સમજીને સાર ગ્રહો ભારતતનુજો
સદ્વર્ત્તન સુતા સુતને, શીખવજો હેભારતી આત્મજો.
ગફુલચદે પ્રાથન કરી, હૈયે ધરી હર્ષને
નાબુદ કરો હે સજ્જનો હાનિકારક રિવાજને

આ ચોપડી જૈન એડવોકેટ પ્રી પ્રેસમાં શા ચીમનલાલ
ગોકળદાસે છાપી ઠે. ધીકાટાવાડી—અમદાવાદ

સને ૧૯૨૩ પ્રત ૧૦૦૦

કી ૦—૧—૩




શ્રી સદ્ગુણાલંકૃત શ્રીશ્રાદ્ધગુણ સંપન્ન વિવેકમણી

મુરબ્બી શિરછત્ર સ્વર્ગસ્થ

પૂજ્ય કાકાશ્રી

## શાહ. મગનલાલ કેસવજીની પવિત્ર સેવામાં

મુ.-રામપુરા—

(સ્ટેશન ભકોડા)

આપ કાકાશ્રીનું કોમલ હૃદય મારૂં હિત વધારવાને અર્થે દીન પ્રતિદીન આગળ વધ્યું હતુ તથા મારા પ્રત્યે ધર્મની વૃદ્ધિને અર્થે આપનું અન્તઃકરણ સદા પ્રફુલ્લીત જણાતુ હતું તેમજ દરેક કાર્યોમાં આપનાથી બની શકે તેટલી મદદ અપાવાને આપ ઉમેદ ધરાવતા હતા જેથી કરીને આપ પૂજ્ય કાકાશ્રીનું પવિત્ર નામ સદા અમર રાખવા માટે આ લઘુ પુસ્તક આપનાં પવિત્ર કંઠમાં આરોપણ કરી હું કૃતાર્થ થાઉછું એજ વિનતી.

મુ. રામપુરા
તા. વિરમગામ.

લી. આપનો નમ્ર બાળક.
ગફુળદાસ છગનલાલ શાહ.



# હાનિકારક રિવાજો



## પ્રકરણ. ૧ લુ

## કન્યાવિક્રય.



દોહરો.

કન્યાવિક્રયના સમું, અન્ય નહિ કો પાપ.
રૌરવનર્કે લઇ જશે, હીન બાળાનો શ્રાપ.

છપ્પા

લે દીકરીનો દામ, ઠામ રહેવાનો તેને
દુ'ખ ટળીને સુખ, કહોજી મળ્યુ છે કેને.

રકત લક્ષ્મીછે એજ, તેજ ઘરમા ન વ્યાપે
કરે ળનો નાશ, હળાહળ કૂમતિ આપે
ચામનો દામ ઉપજાવીને, તર્ત તો ખુશી થાયછે
વિક્રયધન આ૦યા થકી, હોય તેહ પણ જાયછે

કન્યાવિક્રયનો રિવાજ હાલના ચાલુ જમાનામા ઘણા ઠેકાણે વધીગયો છે આ રિવાજ એ લોભધો હૃદય ભેદક છે કે તે સબધમા લખતા મારૂ હૃદય ચીરાઇ જાય છે કેટલાક માબાપો પોતાની પુત્રીને કોઇચીજ, રમકડા કે જના વરની માફક વેચેછે આમ કરતા તેઓનુ હૃદય કેમ ચીરાઈ જતુ નહી હોય" દયાળુ બધુઓ આ બાબતમા બેદરકાર શામાટે રહોછો બંધુઓ, શાક લેવા જતા તમે દશ બાર દુકાને ફરોછો તો જે બાળાને આખુ જીવન કાઢવાનુ છે તેવા સબધમા તમે વિચાર પણ કરતા નથી

શ્મશાનમા જવા લાયક બુઢ્ઢાઓની સાથે સુદર બાળાઓને સુખની અને ધનની ખાતર પરણાવવામા આવે છે તેનાથી વધારે ધિક્કારને લાયક શુ કામ હોઇ શકે ( શરમ શરમ શરમ ) પ્રીય બધુઓ મારે જણાવવુ જોઇએ કે પુત્રીના પૈસા લેવાથી આપણને ઘણુ પાપ લાગેછે ઘણી વખતે નિર્દોષ બાળાઓને (ઉંડા ખાડામા) અયોગ્ય સ્થળે જઇ પડવાથી જીદગી દુખમય ગુજારવી

પડેછે, કન્યાવિક્રય બંધ પાડવો તે આપણી જાતનેજ સુખ વધારવાનું છે

કન્યાવિક્રયના દુષ્ટ રિવાજથી આપણી લાયક અને ગરીબડી બેહનોના સુખનું બળિદાન દઇ તેમને જે દુ:ખો સહન કરવા પડેછે તે સમજવાથી અથવા સાંભળવાથી આ દુષ્ટ રિવાજને આપણે પોતાનાજ સુખ વાસ્તે એકદમ નાબુદ કરવાની જરૂર છે •

કન્યાવિક્રયમા તો ફક્ત સ્વાર્થલાજ છે અને જ્યા એ સ્વાર્થતાનો અંધકાર ફરીવળ્યોછે ત્યા નિર્દોષ બાળાના સુખનો વિચાર ક્યાથી થાય જ્યા નજરે દમડાની લેરી હવા પ્રસરી ગઇ હોય ત્યા નિર્દોષ બાળાની શામાટે કાળજી રાખવામા આવે બાર વર્ષ જેવી નાની બાળીકાનો કોમલ કર. ખુણેખાટલો નાખીને ખોખો કરનારા અને બાળાના બાપ કરતા બમણી વયે પહોચેલા બાશઠ વર્ષના સ્મશાન સાથી બુઢ્ઢાને સોપવો એ કેટલીબધી હૃદયની નિષ્ઠુરતા છે

અરે જેના હાથમા હવે મજબુત અને કઠણ વાસનો દાડો આપવો જોઇએ તેને બદલે આ લાવણ્યમય કન્યાનો કર કમલ ! ! અહા ! આપણા પર કેવા કુગ્રહોની છાયા આવી હશે.

આપણા ધર્મશાસ્ત્રો તો દૂર રહ્યાં પણ નીતિશાસ્ત્રોની

હદપણુ આપણે ઓળંગી ગયા છીએ પોતાની કોમળ કન્યા, રૂની ગાસડીની જેમ ઊંચે ભાવે વેચાય છે એ ક્રૂરતાને કુળદેવતાઓ પણુ હજી કેમ જોઇ રહ્યા હશે આ ક્રૂરતા માટે એક કસાઇને પણુ તીવ્ર તીરસ્કાર છુટેછે

જ્યારે જીવદયા પ્રતિપાળકનુ બીરૂદ ધરાવનાર આપણે તેમા પ્રવૃત થઇએ છીએ એ ખરેખર, આપણી કઠોરતા અને નિર્દયતા નહિતો બીજુશુ !

કન્યાવિક્રયના મૃગજળ રૂપી મોહથી મોહાંધ થઇ પોતાનુ ઉદર લક્ષ્મી રૂપી કીડાઓથી ભરી પોતાની નિર્દોષ બાળાને- ઘરડા--લુલા—લંગડા—નાજુકડા—નાનકડા—ઢોચકા સાથે જોડી કજોડાના કુવામા ફેંકી દેછે અરે ઓ ક્રૂર મા બાપો તમને સહસ્રવાર. ફીટકાર ધિક્કાર તિરસ્કાર છે

## કન્યાવિક્રય વિષે,

( મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ. )

હે જૈન બંધુઓ સુણો વિનતી મારી,
કન્યાવિક્રય કરો બંધ અરજ ઉરધારી ૧

જે માણુસો પૈસા લઈ પુત્રીને આપેછે,
તે પાપતણો ભરી ભાર દુ:ખ ભોગવશે ૨

હોય ઘરરડા પણુ પરણાવે ધનના લોભે,
પછી તે કન્યાનો બળી જાય જન્મારો ૩

એ ઘરડા સાથે કહો ઘર કેમ ચાલે,
તે ન્હાની વયમાં પ્યારા પુત્રી રાંડે ૪

પછી શ્રાપ દે માબાપોને તમે મરજો,
પ્રભુવાસો તેમનો તમે નહિં કરજો ૫

ભર ઉમ્મરે થાય તે કન્યા જ્યારે,
વ્યભિચાર મહા અપરાધ કરે પછી ભારે. ૬

લક્ષ્મી તે તમને પચશે નહીં ઓ ભાઇ,
લાવશે તે કરતા જશે વધારે તણાઇ ૭

કન્યાવિક્રય કરનાર બહુ દુઃખ પામે,
દુનિયા ફટ ફટ થાય આબરૂ જાયે ૮

કહે દાસ ગકુલ સુણો બંધુ તમે મારા,
કન્યાવિક્રયના બંધ કરો તમે ધારા ૯

તે નિર્દોષ બાળાઓ સમજણી થતાં તમારા કૃત્યથી વાકેફ થશે ને તે વખતે તેની ખાતર બદદુવા તમારૂ ભયંકર માઠુ પરિણામ લાવ્યા સિવાય રહેશેજ નહિ.

---

## બાળાઓ વૃદ્ધ પતિને પામી માતા પિતાને દીધેલો શ્રાપ

( રાગ—ગરબીનો )

પાપી પીતા મુજને વેચી માયા તમેતો લીધીરે,
દુ ખમા બળવા દાત વિનાના વૃદ્ધને દાધીરે ૧
તે તો કસાઇનુ કીધુ કામ લુટીને દ્રવ્ય લીધુ રે
જાજો જાજો મારા માને બાપ કે નરકે જાજોરે ૨
રહેજો રીબાતા દીનને રાતકે ભુખેં મરજોરે,
તમને ખાવા ન મળજો ધાનકે નર્કે પડજોરે ૩
કાયામા કીડા પડજો શરીર સઘળુ સડજોરે
મારો શ્રાપ છે દીન દયાલકે ભુખે મરજોરે. ૪
મારૂ જોબન કર્યુ તમે ધુળકે નર્કે પડજોરે,
સોપી વૃદ્ધ પતિની સાથકે ભુખે મરજોરે ૫
મારૂ રંભા સરીખુ રૂપ ધુળમા રોળાવ્યુ રે,
તારા હાથ પગ જજો તુટી આવરદા ખુટીરે ૬
તે લીધી કન્યાને લુટી એવાત હૈયામા ન આણીરે,
હાય હાય મારા મનની ઉમેદ પાર નવ પાડીરે ૭
મને ખોટી નજરથી લોક નીહાળેરે,
પ્રભુ લેજો તમારી પાસ ચઢી ઝટ વારેરે ૮
કુટો તમ પેટમા સુળી પડો તમ પેટમા કોડારે,
સુતાનુ રકત પીનારા મુખ શાને બતાવોછોરે ૯
મારા માતપિતાનુ નખોદ અહીંથી જાજોરે,
અબળાનો સુણીને શ્રાપ ઇશ તમે ધાજોરે ૧૦

કઉછુ હુ તમને શ્રાપ તે અતર ધરશોરે,
ગકુલની સુણીને વાત આવુ નવ કરશોરે  ૧૧



વ્હાલા બાંધવો મારે જણાવવુ જોઇએકે શરીરમા રોગ હોય તેને જ્યા સુધી પુષ્ટી આપવામા આવે ત્યા સુધી બધા બહારના ઉપાય નકામા છે માટે રોમ રૂપ શરીરના અદરના ભાગમા થઇ રહેલ રોગોને દુર કરવા પ્રથમ ઉપાય કરવો જરૂરનો છે. આફ્રીકામા ગુલામો વેચવાનુ બધ થયુ છે તો આપણી દયાવાન જન પ્રજા પોતાની નિરપરાધી દીકરીનો-ઘાતકરે-વધ કરે-યા વેચે તે બહુજ શરમાવનારૂ જ છે



(૧૦)

( માસ્તર સવચંદ દામોદરદાસ શાહના )

પુસ્તકમાંથી લીધેલો.

## કન્યાવિક્રય નિષેધક

( બાળાઓનો સંવાદ. )



પ્રમીલા--બ્હેન નિર્મદા આ વરઘોડો જોયો કે?

નિર્મળા--હા બ્હેન, એતો મારી પ્રેમાળ સખી ચંદનબાનો છે, અરેરે !! એના દુષ્ટ અને સ્વાર્થી પીતાએ સાઠ વરસના દાત વગરના ડોસા સાથે બાર વરસની નાની બાળકો પધરાવી દીધી

નીરખી પ્રસંગ વિચીત્ર આ, મમ હૃદય પણ કંપાય છે,
ડોસો નહી પરણ્યો કહો, પૈસાજ પરણી જાય છે,
અયોગ્ય જોતાં જોડલુ, વૈધવ્યતા વર્તાય છે
આજ સાહેલી તણી, જીંદગી અકારી થાય છે

* * * *

૧૦-૧૨૦



બુઢાને બાળકી આપાં, બાંધે છે મીંડળો મડે
પીતા પુત્રી તણા પાપી, પસ્તાવામા પછી પડે

સુશીલા—ખરૂ છે બ્હેન, સ્વામી શ્મશાન યોગ્ય અને પત્નિ પતિયોગ્ય, એ બીચારી-સસાર શુ અને પ્રેમ શુ એ કયાથી સમજે

પ્રમીલા—નીચમા પણ નીચ નર, કન્યાવિક્રય કરનાર છે
એવા અધર્મી જન પર, લ્યાનત હજારો વારછે

ધિક્કાર છે એવા કુપપતન કરનાર પિતાને, પોતાની પ્યારી પુત્રાંનુ સર્વસ્વ સુખ લેઇ જીદગી અકારી કરવાનુ કેમ સુજતું હશે ! પશુ સરખા પ્રાણીઓ પણ બચ્ચાંના રક્ષ-નો હક ધરાવે છે પારધી પણ પોતાના કુમળા બાળકોની હીંસા કરતા આચકો ખાય છે, છતા ઉંચ્ચ ગણાતા મનુષ્યો રક્ષકને સ્થાને ભક્ષક બની પારધીથી પણ અધમ પ્રકાર ચલાવતા શરમાતા નથી એ ખરેખર શોચનીય નહિ તો બીજું શું ? રાક પુત્રીને સકટમાં નાંખનાર, મોંઘા મનુ ખ્યાવનારની કીમત નહિસમજનાર અને ક્રૂરપણુ ગુજારનાર એવા નરાધમોને હજારો વાર ધીક્કાર હો.——

નથી કોથી જનો ડરતા, અનિષ્ટાચાર આદરતા,
નથી પરવા જરી કરતા, પુરણુ ઉદર પાપથી ભરતા

સુશીલા—વ્હેન પ્રમીલા એ કન્યાવિક્રયના કુકર્મથી કલંકીત થનારાઓને શુ ખબર નહિ હોય કે, પરમાધામીઓના અસહ્ય માર સહન કરવા પડશે, નરક અને નિગોદના ભય કર કષ્ટો ભોગવવા પડશે અહીં કરેલા ની દાપાત્ર અકાર્યોનો બદલો અવશ્ય મળશેજ

પ્રમીલા—વ્હેન સુશીલા એ કન્યાવિક્રય કનાર અસુરી માનવો વજ્રમય છાતીના કઠોર હોય છે તેના હૃદયમા કુમળી કુમારીકાઓ માટેની કાઇપણ લાગણી હોતી નથી, તેમણે લજ્યા અને શરમને તો સાતમે સ્થાને ચઢાવી મુકેલ છે જેણે ગમે તેવા કુકૃત્યોથી ધન સચય ઉત્તમ માન્યો છે, એવાઓના હૃદય મ દિરમાં આર્યાવર્ત્તની અનાથ અબળાઓની અસહ્ય વેદનાવાળી અરજી ક્યાથી વાસો કરે. પણ એવા અજ્ઞાની જીવો જાણુતા નથીકે—

આ ચાર દીન કુડ કપટના, કાલે સવારે વહી જશે,
સુખસ પતીને સાયબી હોતી ન હોતી થઇ જશે
બાજી રચેલી તર ગની મનમા અધુરી રહી જશે
યમદુત ગળચી પકડીને નિશ્ચય નર્કમા લઇ જશે

કન્યાને વેચી તેના લોહી માસનુ આ આર્યદેશના ઘણા મા બાપો ભક્ષણ કરી રક્ષણપણાનો હક ધરાવેછે એમના વેચાણુન

પૈસે વિવાહ મ્હાલે છે અને ન્યાત જાતમાં મીષ્ટપાન આપી વાહ વાહ બોલાવે છે ગણાતા સુજ્ઞો પણ એવા અકાર્યોમા ભાગ લે છે અને દુષિત અન્નને ઉદરમા ઘાલી દોષિત બનેછે એવા અનિષ્ટ આચાર વિચારોથી જનમંડળ ભ્રષ્ટ થઇ નષ્ટ પ્રાય થઇ જાય છે, થતા જાય છે અને થશે ? રોગ શોક અને દુષ્કાળના ભયંકર સંકટો આ દેશને સહન કરવા પડે એમા નવાઈ શુ! એમની મુર્ખાઇ ભરેલી શરમયુકત રૂઢીઓ જ્યાં સુધી આ દેંશમા પ્રવર્તશે ત્યા સુધી તેમના ઉપર પરતંત્રતા રૂપી વૃક્ષ કાયમ રહેશે

જે દેશમા પ્રેમ પરહસ્તે વેચાય છે પૈસા વડે ખરીદાય છે અને પશુવૃત્તિ સમાન તેની વ્યવસ્થા થાય છે તે દેશમા વર્ણશંકર પ્રજાજ ઉદભવે એ ન્યાય શાસ્ત્રનુ ફરમાન છે અસ્તુ

---

વારી વારી શોભે છે શું વીરો—એ રાગ.

---

બધા—દીકરીનુ વેચાણુ કરે છે, ધન જામાત્ર કેરૂ હરે છે
પ્રમીલા દીકરીને ગાય જ્યા દોરાય ત્યા જાએ પરાધીન તેના પ્રાણ,
નીતિ રીતી પ્રભુ ભીતી તજીને, કરે પુત્રીના વેચાણ,
(અરેરે) આર્યો કુકર્મ કરેછે, મહા પાપે પીંડ ભરેછે
દીકરીનુ૦

નિર્મળા—જોતા આફ્રીકાનો ગુલામઆરો
સહુથી કનિષ્ટ લેખાય,
પણ આર્યોના અધમ ધારામા
ત્રાય ત્રાય વરતાય છે
(અરેરે) અધર્મીઓ વિચરે છે, આ ભારત ભારે મરે છે
દીકરીનુ૦

સુશીલા હે કીરતાર કરૂણા કરી હવે, ઘો સદ્જ્ઞાનનુ દાન,
સ્વય વર જેવાં સ્નેહ લગ્નોથી, થ થી ગુ થો ભગવાન
(રમુજી) એ અભિલાષ ધરેછે, પળ પળ પ્રભુને સ્મરે છે
ઇત્યલમ્ દીકરીનું૦

સવચદ ડી શાહ.

---

## કન્યાવિક્રય કરનાર માબાપ પ્રત્યે પુત્રીનો શ્રાપ.

સુણ ચતુર સુજાણ—એ રાગ.

ઓદુષ્ટપિતા દીકરી વેચી ધન લેવા શુ જાય છે.
સમજી લેજે લક્ષ્મી નહી પણ અંતે તે તો લાળ છે. ટેક

એ પાપ થકી કીડા પડશે, છાતીપર જમ આવી ચડશે.
ધગધગતા ખીલા ધાબડશે. ઓ દુષ્ટ પીતા. ૧

વૃધ્ધ સંગ સુકન્યા પરણાવી, જોવા જન મળીયા એહ ઘડી
તુજ કેમ ન છાતી શરી પડી. ઓ દુષ્ટ પીતા ૨

મડદા સાથે મીંઢળ બાંધી, મંડપમાં રંડાપો સાંધી;
શું ? પાપ પાક ખાધો રાંધી, ઓ દુષ્ટ પીતા ૩

કુબંધો ક્યાં સુઝયો તુજને દુ:ખ દરીઆમાં નાંખી સુજને
રોકયો શું તુજને સુજને. ઓ દુષ્ટ પીતા. ૪

શું હાથ પગો પડીઆ ભાંગી કન્યાવિક્રય બુધ્ધિ જાગી
હે પાપી મૃત્યુને માગી. ઓ દુષ્ટ પીતા. ૫

છે ગાય દીકરી સરખી. દારે ત્યાં જાય જુઓ પરખી
શું ? વેચે હરખી હરખી. ઓ દુષ્ટ પીતા.

ધન આવ્યું તે રસ્તે જાશે હાંસલામાં મોં કાળુ થાશે,
આંખર તુ ભીખ માગી ખાશે. ઓ દુષ્ટ પીતા, ૭

કસાઇ હણે પરની બેટી તું તો વધ કરતો નીજ બેટી;
તે ને તારામાં બહુ છેટી. ઓ દુષ્ટ પીતા. ૭

આ બાળા અંતે શુ કરશે, રડતી બળતી કુવે પડશે;
કા નિસાસા નાખી મરશે; ઓ દુષ્ટ પીતા. ૯

કેશવ શીખને ઉરમાં ધરશો, સો સંઘ મળી બંધી કરશો,
તો સજનો શુભ મુક્તિ વરશો. ઓ દુષ્ટ પીતા, ૧૦

છે અરજી આ રડતી રામાઓ દેખીને આપને;
ધિક્કાર હજો, કન્યાવિક્રય કરનારાં માબાપને.

## પ્રકરણ ૨ જું

### બાળ લગ્ન—

નવમે વર્ષે વહુ કહેવાણી, બારે જન્મે બાળકને
કાયાને બચાવા માટે, સેવે દવા દારૂને

( બાળલગ્ન ) આપણા લાડકવાયા છોકરા છોકરીઓ ને લાડથી ઉછેરી મોટા કરી કોઈ પણ પ્રકારનો લબો વિચાર કર્યા શિવાય તેમને બાળલગ્નના બળાપામા હોમી દેવા એ શું યોગ્ય છે.! તેમના શરીર અને મનને માત્ર નીર્બળ ( અશક્ત ) બનાવવાનો રસ્તો માબાપોએ શોધી કાઢ્યો છે

ઉછળતા કોમળ બાળકોનુ રક્ત અને સત્વ ચુસ્યા શિવાય હે અજ્ઞમાબાપો તમારી હૈયાની હોશ પુરી કરવા તમને બીજો કોઇ રસ્તો ન જડ્યો તેમના વિદ્યાભ્યાસ અને બળનુ નીકંદન કરવા અને તેમને વ્યવહાર અને ધર્મમાં બાયલા બનાવવા માટેજ તમારો આ સતત્ પ્રયાશ લાગે છે,

ઉછળતા લીલા વૃક્ષને મરડી નાખવા સમાન કાચીવયના સુકોમળ મગજના સંતાનોને બાળલગ્નની સળગતી હોળીમાં હોમવાને તૈયાર થયેલા માબાપો તમે ઘડીભર એકાન્તમા બેસી વિચાર કરો તમારી મતિને ગતિ મળે એવા કોઇ સલાહકારની શોધ કરો

બાધવો આપણી સમાજની કેવી કફોડી સ્થિતિ થવા પામી છે તેતો આપ સર્વે જાણુતા હશોજ નાના અણુ સમજુને બોધલા જેવા નિર્દોષ બાળકોના "જેમતેમ લાકડે માંકડુ વળગાડે તેમ" લગ્નો કરીવાળી મલકાતા મુખના વડીલો જ્યાં ને ત્યાં આપણી દ્રષ્ટીએ પડતા જણાયછે.

નથી તેમને સ્વાર્થનુ ભાન કે નથી હોતુ પરમાર્થનુ ભાન પણ એક હોય છે. અંન્ધશ્રધ્ધાનુ તાન ને તેથીજ બાળલગનની વેદીમાં હોમીદે છે, પોતાના કુમળાં બચ્ચાનુ બળીદાન, કન્યાને કુવારી રાખી મોટી કરાય નહી, બારવરસની કુવારી કન્યાનુ તેના પિતા મુખ જુવેતો તેને બ્રહ્મહત્યાનુ પાપ લાગે નવ વરસની કન્યાનુ દાન કરવાથી ગૌદાનનુ પુન્ય થાય. આવુ આવુ ભાવાર્થ સમજ્યા સિવાયનુ સાંભળી તેપર શ્રધ્ધા લગાવી આંખો છતા અધા બને છે. વળી કહેછે. કે કન્યાદાનને બદલામાં રાખેછે, લક્ષ્મીનુ ભાન

તમારી જડબુધ્ધિને હિતાહિત વિચારના શરાણુંપર ચડાવી તેને તીક્ષણ અને પાતળી બનાવો તમારી અજ્ઞાન સરિતાના પ્રવાહમાં ઘસડાઇ જતુ તમારા બાળકોનુ રમણીય લાવણ્ય અટકાવો, ધોળે દિવસે અને જતે દીવે અંધારામાં અથડાતી તમારી મનોવૃત્તીને પ્રકાશમાં લઇજાવો,

બાળ લગનનો સવાલ પણ તેટલીજ અગત્યતા ધરાવનારોછે, જે બાળકો પોતાની સમજમા આવ્યા નથી જેઓ દુનીયાદારી સમજતા નથી જેઓ રડેછે પડેછે લડેછે, અને

કમાતા નથી તેઓને પરણાવવાનુ કામ પણ તેટલુંજ ધિ· કકારને પાત્રછે આનુ નામ લગ્ન નથી પણ બળાત્કાર છે

બાળલગ્ન સબંધમા ફકત એકજ બાબત કહેવાનીછે લગ્ન એટલે જોડાવવુ જે છોકરા રમતા હોય, ધુળ ઉડાડ· તા હોય, તેઓના લગ્ન એ શબ્દમાંજ વિરૂદ્ધ છે પ્રેમ વગર જોડાવવાનુ હોઇજ શકેજ નહી

## બાળલગ્ન—વિષે.

### ( ચોપાઈ )

મમ જૈન બધુ ઉરધારો  બાળલગ્નનો ચાલ નઠારો,
અણસમજુ બાળક પરણાવો  લે સસાર તણો શીલ્હાવો

લગ્ન ફરજ કરી લગ્નન જાણે  પ્રેમ ચીજશુ તે ન પિછાણે,
રમત ઢીંગલાતણી રમાડો  બાળકને અવતાર બગાડો

બાળલગ્નથી બાળ સુકાયે  વિદ્યાભ્યાસ પુરો નવ થાયે,
તન મનની ક્ષતીથાય ખુરી  સુખ ના પામે તે નરનારી

નિર્બળ સંતતિ તે પ્રકટાવે  રોગ કદી ઘર છોડી ન જાવે,
સુણી સુબોધ સમજ દિલલાવો સતતિ પુખ્ત વયે પરણાવો



ઘણેઠેકાણે એવુ જોવામા આવેછે કે વરની ઉંમર નાની અને કન્યાની ઉમર મોટી હોવાથી વરનો દાબ કન્યા ઉપર પડી શકતો નથી પણ કન્યાનો દાબ વર ઉપર પડે-છે અને પતિવૃતાના નિયમોમા ખામી આવે છે

[ સારાશ ] કજોડાથી નીતીની તન્દુરસ્તીની અને સસાર સુખની સર્વરીતે હાની થાયછે લેખક-

કર્તા-ગ છ.

## પ્રકરણ ૩ જું

## મૃત્યુપ્રસગે રડવું કુટવું

### દોહરો.

મૃત્યુ પ્રસગે કુટતા થાય વિઘ્ન અપાર,
માટે તેને દુર કરો બાન્ધવો આ વાર

બાન્ધવો આ રિવાજ આપણા જૈન કોમમાં એટલો બધો વધી ગયોછેકે જેને લઇને આપણે હીન ઉપમાને લાયક થતા જઇએ છીએ તે એકે મૃતવ્યક્તિ પાછળ ભર બજારમા ખુલ્લી છાતીએ કુટવું આ રિવાજ ઘણા જુના વખતથી ગમેતે કારણથી

દાખલ થઇ ગયો હોય પણ હાલના સમયમા તેથી શા. રિરીક તેમજ માનસિક શક્તિ ઉપર ખરાબ અસર થયા સિવાય લાભ કંઇ પણ જણાતો નથી

ભર બજારમા આપણી માતાઓ પુત્રીઓ તથા બ્હેનો અસ્ત વ્યસ્ત અંગે પુરૂષોના દેખતા છતાં કુટવી એ શુ આપણું શ્રાવકનું ભૂષણ છે. શુ એ રિવાજથી આપણી ઉત્તમતા જળવાય છે એક બાજુ આપણે સદા- ચારની વાતો કરીએ અને બીજી બાજુ ભર બજારમા આપણે શ્રાવકકુળ ઉપર કાજળ ફેરવીયે એ આપણા ઉત્તમ કુળને શુ લાયકછે, ખરેખર એ બિભત્સ ચાલથી આપણે હાંસી પાત્ર થઇએ છીએ અને આપણા જૈન ધર્મને ઝાખપ લગાડીએ છીયે મર્યાદામા રહેવુ એજ આપણી માતાઓ પુત્રીઓ તથા બ્હેનોનુ ભૂષણ છે

જો ઝીણી નજર પહોચાડી જોવામા આવેતો એટલે દરજાજે માલમ પડશેકે અંત:કરણને કાંઇ પણ લાગણી ન છતા ફકત લોકોને દેખાવ કરવાં તમાસા તરીકે કેટલેક ઠેકાણે રોવા કુટવાનું થાય છે, સર્વ દાખલાઓમા એમ બનતુ નથી એ હુ કબુલ કરૂ છુ પણ રોવાકુટવાના રિવાજમા અંત:- કરણની જેને લાગણી હોયછે તે પણ બહારના દેખાવને વશ થાયછે આખરે તેને વશ થવુ પડેછે એવી સ્થિતીએ જે રિવાજ પહોંચેલો છે સ્વભાવિક લાગણીને અનુસરીને

રાગ કાઢીને રડવું અશ્રુપાત કરવો અને કુટવું એ ચોખ્ખું મરનારને વાસ્તે નહિ પણ જોનારનેજ વાસ્તે છે

સ્વજનના મરણથી કોઇને પણ શોક થાય એ સ્વભાવિક છે. અને તે શોક રડવાથી પ્રગટ થાયછે પણ તે નિમિત્તે છાતી કુટવાનો રિવાજ આપણામા ઘુસીગયોછે. તે અન્યાયી છે, ઘાતકી છે, સ્ત્રીઓની તન્દુરસ્તીનો નાશ કરનારો છે તે કેવલ લોકાચાર છે, લોકોને બાહ્ય આચાર છે, ઢોગ છે હ્રદયની ખરીલાગણી પ્રદર્શિત કરવાનુ એ સાધન નથી સ્ત્રી, ઓને તેમની ઇચ્છા વિરૂદ્ધ અને શકિત ઉપરાંતનુ કુટવુ પડે છે આથી મરણ પામેલા કે જીવતાને કોઇને પણ લાભ નથી જાગ્યા ત્યારથી સવાર ગણી આ છાતી કુટવાની ગેરવ્યાંજબી રૂઢીને તિલાંજલી આપો અને તમારી માતાઓ, પુત્રીઓ તથા બ્હેનોના આશીર્વાદ મેળવો. આ ખોટી રૂઢીના ત્રાસથી કેટલીક બ્હેનોને ક્ષયરોગ લાગુ પડે છે અને કેટલીકને હ્રદયરોગ થાય છે માટે બંધુઓ આજથી તે રિવાજને દેશવટો દ્યો

## છાતી કુટવાના ત્રાસથી થએલ દુઃખનું દ્રષ્ટાંત.

મંગુ—ચંપાબ્હેન મારી પુત્રી મણી મરણ પામી ત્યારે. માતા તરીકે મને શોક થાય. એ સ્વભાવિક છે તેથી મને

રડવુ તો આવતુ જ પણ આ છાતીઓ કુટવાના કુચાલે મારૂ સત્યાનાશ વાળી નાખ્યુ જયારથી મારી પુત્રી મણીનુ મરણ થયું ત્યારથી કુટવાની ક્રીયા શરૂ થઇ, હુ તો મા ઠરી, એટલે મારેતો મોખરે ઊભી રહી મારો પાઠ ભજવવો પડયો કુટનારીઓંતો હમેશા નવી નવી આવે પણ તેના જુવાબ વાળનારી તો હુ જ હતી નાતજાતની બાયડીઓતો કુટવા આવે પણ અમારે રહ્યુ, બહોળુ સગુ એટલે જુદા જુદા ગામથી પુરૂષ તથા સ્ત્રીઓના ટોળા મારે ત્યા આવવા લાગ્યા ખરેખર લોકોનો આચાર બતાવતાજ તેવો આવતા હતા. તેમને મારે માટે કાઇ આશ્વાસનના શબ્દો નહતા તેમજ મારી મરણપામેલી પુત્રીને વાસ્તે તેમને દીલશોજી નહતી ફકત રૂઢીનાબધનથી બધાએલા તેઓ આવતા હતા પણ તે કુટનારીઓની સામે મારે છાજીયા લેવાં પડતા હતા આમ કુટીકુટીને મારીછાતી લાલચોળ થઇ છાતીમાથી લોહી નીકળવા માડયુ મને લોહીના બળખા પડવા માડયા અને છેવટે મને હ્રદયરોગ લાગુ પડયો, અને તેરોગથી હમણાજ હુ રીબાઉછુ બ્હેન શુ કહુ મારીઈચ્છા વિરૂદ્ધ મારે કુટવુ પડતુ જો નહિ કુટુતો લોકો મારી નિદા કરશે મારીબદબોઇ કરશે એવો કલજગના ભયથી મે મારી ઇચ્છા વિરૂદ્ધ મારી શક્તિ ઓળગીને કુટયુ તેનુ કેવું દુ ખદ પરિણામ આવ્યુ છે, તેનો કોણ વિચાર કરેછે. ? બ્હેન

કોઇ કોઇ બૈરીઓ તો કુટતેકુટતે કહેશેકે કેમ કુટતાનથી મા-
ણુસ મરીગયુ છેકે લાકડુ ભાગીગયુ ગયું છે બ્હેન આવી દુ઼ં-
ખી સ્થીતી આપણી થઇ છે, બ્હેન હુતો હવે બે ચાર
દિવસમા આ હૃદય રોગથી મરણ પામીશ,

હવે આ રિવાજને પકડી રાખવો ઉચિત નથી સ્ને-
હીનો વિયોગ જોકે દુ ખનુ કારણ છે અને તેથી રૂદન--
અશ્રુધારા એ કુદરત નિર્માણ છે, પર તુ આવા હીના
ચારથી શોક પ્રદર્શિત કરવો એ કોઇપણ રીતે ઉચિત ન-
નથી લેખક

કર્તા-ગ. છ.

## પ્રકરણ ૪ થુ.

# હાનિકારક રીવાજો

( પરચુરણ )

( એક સ્રીની હયાતિમા બીજી કરવી ) એ એક
મ્યાનમા બે તરવાર નાખવા જેવુ છે, બે સ્ત્રી થવાથી
પુરૂષના પ્રેમના વિભાગ થાય છે તેમજ સ્રીયોના ધણી
પ્રત્યેના અખડીત પ્રેમનુ ખડન થાય છે બીજી તરફથી
બે સ્ત્રીયો વચ્ચે ઇર્ષા કલેશ વિગેરે દુર્વૃત્તિઓનો વધારો

થઇને તેનું પરીણામ તે સ્ત્રીઓને અને તેની સાથે તેમના પતિને ભોગવવુ પડે છે, કોઇ વખતે બે સ્ત્રીઓ એક બીજાની ઇર્ષા કરે છે તેમાં પતિના જીવનું જોખમ પણ થઇ જાય છે એટલે બે સ્ત્રીઓ કરવાથી જે નુકશાન થાય છે તે નાનુ નથી

પત્નિ સ્ત્રીધર્મમા ન હોય અગર મહારોગી તેવે ખાસ પ્રસગે પણ જ્ઞાતીની રજા સીવાય એક સ્ત્રીની હયાતીમા બીજી સ્ત્રી કરવી ન જોઇએ

( વૃધ્ધવિવાહ ) નો વિષય પણ તેટલોજ ખરાબ છે કે મડદાના હાથમાં મીંઢળ, શ્મસાનમા સુનાર સાથે સુદરી વૃધ્ધલગ્નના પ્રત્યક્ષ દાખલાઓ અને તેનાં પરિણામો આપણે એવા જોઇએ છીએ કે તેજ આપણને ખરા બોધ રૂપ છે,

( કજોડા ) બે રીતે થાય છે- ૧ વર નાનો અને કન્યા મોટી (૨) વરઘરડો અને કન્યા નાની આ બે પ્રકારમાથી બીજા પ્રકારના કજોડાને વ્યવહારમા વૃધ્ધ લગ્ન કહેછે, અને તેટલા સારૂ હુ કજોડુ અને વૃદ્ધલગ્ન એવા ભેદ પાડુછુ કજોડામા વરની ઉમ્મર નાની અને કન્યાની ઉમ્મર મોટી હોવાથી વરનો દાબ કન્યા ઉપર પડી શકતો નથી પણ કન્યાનો દાબ વર ઉપર પડે છે અને પતિવૃતાના નિયમોમાં ખામી આવે છે. ( સારાશ ) કજોડાથી

# લેખકના બે બોલ

પ્રીય બન્ધુઓ આધુનિક અંધશ્રદ્ધાનેલીધે આપણી જૈન સમજની કેવી કફોડી સ્થીતિ થવા પામી છે, તેતો આપ સર્વે જાણતા હશોજ મારે જણાવવુ જોઈએ કે શરીરમા રોગ હોય તેને જ્યા સુધી પુષ્ટી આપવામા આવે ત્યા સુધી બધા બહારના ઉપાયે નકામા છે, માટે કોમ રૂપ શરીના અંદરના ભાગમા થઇ રહેલ રોગને દુરકરવા પ્રથમ ઉપાય કરવો જરૂરનો છે આફ્રીકામા ગુલામો વેચવાનુ બંધ થયુ છે તો આપણા દયાવાન જૈન પ્રજા પોતાની નીરપરાધી દીકરીનો ઘાત કરે વધ કરે યા વેચે તે બહુજ શરમાવનારૂ છે

બાળલગ્ન સબંધમા મારે એકજ બાબત કેહેવાની છે બાળવર્ષની નાનીવયે છોકરીઓને પરણાવીએ ૧૩ તેર ૧૪ ચૌદ વર્ષે ગર્ભ ધારણ કરી માતા બને કદાચ નાની વયમાં માતા થનાર સ્ત્રી જીવતી રહે તો પણ તે હમેશને માટે નીર્બળ અને સત્વ વિનાની બની જાય છે

લગ્ન વખતે નાચ કરાવવા એ છોકરાને વ્યભિચાર શીખવવા જેવું છે

વૃદ્ધનેતો સેવ કે રાબ જોઇએ તેને બદલે લગ્ન થાય

અને તે પણ યુવાન બાળા સાથે થાય એ અતિ અનિષ્ટ છે

આપણા મહાન તીર્થંકરો અને આચાર્યો વિગેરેના માતાઓ પ્રથમથીજ કેળવાયેલી હતી જેથી તેના પુત્ર ર-ત્નકેવા નિવડ્યા છે, તે જોવાથી આપણેને ખાત્રી થશે કે સ્ત્રીની અજ્ઞાન દશા કેલવણી લીધા સિવાય દુર થતી નથી અને પોતાની તેમજ ભવિષ્યની ઉન્નતી પણ છે અને જો તે આપવામા આવશેતો ઉપર બતાવ્યા મુજબ અવનતિ રૂપ જડ ઘાલી બેઠેલા કુરિવાજો દુર થવા સાથે સ્ત્રી પોતાનુ કર્ત્તવ્ય શુ છે તે સમજતા શીખશે છેવટે એટલીજ બા-બત જણાવવાની છે કે આપણી અજ્ઞાન દશા દુર થવા સ્ત્રી કર્ત્તવ્યો સમજવા અને તે પ્રમાણે વર્તવા અને કુ-રિવાજો દુર કરવા જેમ બને તેમ ખત રાખી જલદીથી પ્રયાસ કરવાની આવશ્યકતા છે હાનિકારક રિવાજોકે જે દુ- કરવાને માટે માત્ર હૃદયબળ અને ખતનીજ જરૂર છે, તે રાખી જેમ બને તેમ કુરિવાજોને છોડી દેવા અને બિજા-ને છોડી દેવરાવવા પ્રયાસ કરવા મારી વિનતી છે લેખક.

ગ. છ.

